

હમારા રામ ધની હયજી,

હમારે ક્યા કમી હયજી.



આ ચિત્ર સ્વ. ભક્તરાજ બાબુ કેશવચંદ્રસેનનું છે.

...ળ ગવાય
...મ... ...સ્તકની સાત
...જી પઢિયા... ...વારા નીકળી તેની
...જે ખપી ગઇ છે. ...હાર ગામના લોકો
...ા સમય શિવાય આ પુસ્તક મેળવવામ
. હેતુથી એ મંડળી તરફની સાતમી આવૃત્તિ
...મા સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે.
...રાજશ્રી, તેમજ શ્રીયુત્ અમૃતલાલભાઇએ આ...
પુસ્તકના મૂળ યોજક તથા તેની આગલી આવૃત્તિ...
...ક વર્ગે મહારાજશ્રી જાદવજીભાઇનોજ આભાર માનવાનો...

મોટા ટાઇપોની સગવડને અભાવે આ પુસ્તક સવાઇના ટાઈપમાં ...
વ્યવસ્થા તથા કમીશન ઈ. ના ખર્ચો કિંમતમાં ન ચઢાવવા પડે એવી
પૂર્વક હરકોઈ નિષ્કામ સજ્જન આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા ધારે તો
ઘુ તે ઓછી કિંમતે આપી શકાય.

ચુંટી કાઢેલાં ઉત્તમોત્તમ ભજન, પદ, ધોળ વિગેરેનો એક સંગ્રહ
કરવાની યોજના પણ ધારેલી છેજ. ઈશ્વરેચ્છાથી સંયોગો મળતા તે અમ...
આવશે.

આગલી આવૃત્તિમાંની વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર...
સ્તાવના નીચે પ્રમાણે છે.

" આ પુસ્તકની અંદર જે ભજનો છપાયલાં છે, તેમાંનાં કેટલાંક કોઇક કોઇક ચોપડીઓમાથી લીધાં છે; ને બાકીનાં મોઢેથી ગવાતાં ઉતારી લેવામાં આવ્યાં છે. તેથી તેમાં જો કાંઇ ભૂલો હોય તો તે માટે સુજ્ઞ વાંચકો દરગુજર કરશે. "

" આ પુસ્તકની ઘણી આવૃત્તિઓ છપાઈ ગઇ છે, ને આ છપાવી છે; તે ફક્ત ભગવત્ પ્રીત્યર્થે ને લોકોના કલ્યાણ અર્થે, ને અંતઃકરણમાં ભક્તિભાવ જામે એવા હેતુથી છપાવી છે, બીજો કંઇ તેમાં હેતુ નથી. માટે જે જે પુસ્તકોમાંનાં ભજનો લેવાયલાં હોય, ને તેમાં તેમના છપાવનારને કંઇપણ હરકત હોય તો તે લખી જણાવશે તો તે પ્રમાણે યોગ્ય ફેરફાર કરવામાં આવશે. "

સં. ૧૯૬૯ પોષ શુકલ પૂર્ણિમા. મંત્રી.

શ્રી

# ભજનસાગર.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી,

પ્રથમવાર.　　　　　　　　　　પ્રત ૫૩૦૦.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા, મંત્રી, ભિક્ષુ—અખંડાનંદ.

સ્થળ કાલબાદેવી, મુંબઇ—શાખા, અમદાવાદ.

સંવત ૧૯૬૯.　　　　　　　　સને ૧૯૧૩.

મૂલ્ય ૦–૨–૦　કપડાનું પૂઠું ૦–૩–૦　પોસ્ટેજ જુદું.

અમદાવાદ. ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# શ્રી કોપીરાઈટ-સંગ્રહ સ્તુતિ-વંદન.



---

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થઃ—નીલગિરિ પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઈ ઝાડોની-કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી શારદા સદાકાળ લખ્યા કરે, તોપણ હે ઈશ્વર! ત્હારા ગુણનો પાર આવે નહિ.

---

શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ।
લક્ષ્મીકાંતં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્
વંદે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥

---

હે
પ્રભુ!
તમે એક
છો, અખંડ છો,
અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો અને
સર્વશક્તિમાન્ છો. તમે સર્વ ગુણોના
નિધિ છો. તમે દયાના સાગર છો, અને તમે
અધમ ઉદ્ધારણ છો, તમારો મહિમા અગાધ છે,
તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના રાજા
તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો
કોઇ પાર પામી શકતું નથી. હે મહામંગળકારી
અખંડ સચ્ચિદાનંદ પરમકૃપાળુ પવિત્ર પિતા
મહાન્ ઈશ્વર! તમારા એવા ગુણો ને
મ્હોટાઇમાં અમારૂં મન લય કરવા
માટે અને તમારી સત્ય સેવા કર-
વાને ખાતર શુદ્ધ અંતઃકર-
ણના પ્રેમથી માનપૂર્વક
હજારો હજારવાર
દંડવત્ પ્રણામ
કરીએ
છીએ.

# અનુક્રમ વિષયવાર.


ક્રમાંક. શરૂઆતના શબ્દો. પાનું.

**સત્સંગ વિષે.**

૧ મહાપદ લાધ્યુંરે જેને ૧
૨ સુખ કહ્યું ન જાય ૧
૩ જેને ન કીયો સત્સંગ ૨
૪ સંતો અમે વહેવારીઆ ૨
૫ જેને ઘેર હરિજન હરિજશ ૩

**ગુરૂ વિષે.**

૬ હરિગુણ બાર બાર ગાતાં ૩
૭ દેખ્યાહોય તોકહીઅતાલાવો ૩
૮ સદ્દગુરૂના તે શબ્દવિચારતાં ૪
૯ સદ્દગુરૂએ અમને મારેલ ૫
૧૦ સદ્દગુરૂ સ્વામીને વિનવું ૫
૧૧ મારીરે કટારી સંતો ૬
૧૨ આજે આનંદ ગુરૂ આવ્યા ૬

**ઇશ્વિર સ્વરૂપ વિષે.**

૧૩ તું અગાધ પરબ્રહ્મ ૭
૪ તું અગાધ તું અગાધ ૭
એસા દેશ હમારા સાધો ૮
સાકાર ઉપાસીવે ૮
કૃષ્ણ છબીલો ૯
રો રહીને ખેલેરે ૯

૧૯ એહી હમારે શ્રીનાથજી ૧૦
૨૦ એ છે નિરાકાર સાકાર ૧૦

**સંત વિષે.**

૨૧ નંદ નંદન કે પ્યારે ૧૧
૨૨ ધન્ય આજ ઘડી સંત ૧૧
૨૩ મળે જીવન મુકત હરિતણા ૧૨
૨૪ ધન્ય ધન્ય એ સંત ૧૩
૨૫ તાદૃશી જન તેને જાણીયે ૧૩
૨૬ સાચા સંત તે દુઃખ દે તેને ૧૪
૨૭ સાધુ તે જનનો સંગ ૧૪
૨૮ એ બાઇરે શાન્તિ પમાડે ૧૫
૨૯ સંતનકે સંગ લાગરે ૧૬
૩૦ વહાલારે સંતને જય જય ૧૬

**જોગી ન થવા વિષે.**

૩૧ નિશ્ચે કરો રામનું નામ. ૧૭

**ભક્તિ વિષે.**

૩૨ સંતો ભક્તિરૂપી એક ૧૮
૩૩ ભક્તિ મહાબળવંતીરે ૧૮
૩૪ ભૂતળ ભક્તિ પદારથ ૧૮
૩૫ ભજનકો પરિમાન એસો ૧૯
૩૬ કાળ વ્યાલનો ડંખ ન ૧૯

ક્રમાંક. શરૂઆતના શબ્દો. પાનું.

### ભક્તિમાં શરમ ન કરવા વિષે.


૩૭ વરમાળા તો વિઠ્ઠલ ૨૦
૩૮ હરિનો માર્ગ છે શૂરાનો ૨૧
૩૯ ભક્તિ શૂરવીરની સાચી ૨૧
૪૦ હરિ રસ મોંઘેરે મૂલ છે ૨૨
૪૧ તમે નામ નારાયણનુંરે ૨૨
૪૨ ભાવે ભજતાં તે ત્રિભોવન ૨૩
૪૩ હરિને ભજતાં હજુ કોઈની ૨૩
૪૪ કોઇ કહે તેને કહેવારે ૨૪


### વિશ્વાસ વિષે.


૪૫ મેં ભરોસે અપને રામકે ૨૫
૪૬ રામ રતન ધન પાયો ૨૫
૪૭ રામ સમર તારે કાંઇ ૨૫
૪૮ સૌથી સમરથ રાધાવરનો ૨૬


### હરિ ભજવામાં આળસ ન કરવા વિષે.


૪૯ ભજન વિના જીવડા દુઃખી ૨૭
૫૦ હરિ નામ બિના નર ૨૭
૫૧ હરિ નહીં ગાયો જનમારો ૨૮


### ભક્તિ જલદી કરવા વિષે.


૫૨ હરિ ભજ્યાનું ટાણું ૨૮
૫૩ કાયા છે ત્યાં સુધી ૨૯
૫૪ જ્યાં લગી આત્મા અંગમાં ૨૯
૫૫ તારી કાયા નગરમાં રે ૩૦


### મોત વિષે.


૫૬ તારા મનમાં જાણે છે ૩૦
૫૭ તારે માથે નગારાં વાગે ૩૧
૫૮ જો વિચારીને જીવ હૃદેમાં ૩૨
૫૯ મારો હંસલો નાનો ને ૩૨


### જગત્ મિથ્યા વિષે.


૬૦ સમીજાન જગત વહેવાર ૩૩
૬૧ ચેત ! પ્રાણીઆ નરકની ૩૩


### દુઃખ વિષે.


૬૨ નાથ વિના સંકટ ૩૪
૬૩ સંકટ સર્વે હરો ભવપતિ ૩૫
૬૪ દામોદર દુઃખડાં કાપોરે ૩૫
૬૫ મુંને ઘડી નથી વિસરતા ૩૬
૬૬ દુસરો કોન સુખદાઇ ૩૬


### અર્પણ વિષે.


૬૭ સુખ છે તમારા શરણમાં ૩૭
૬૮ મારા પગ તે ઘડજો ૩૭
૬૯ સ્વામી સીતારામ કૃપાકર ૩૮
૭૦ રામ પીઆરા કૃષ્ણ ૩૯


### ભગવદ્ ઇચ્છા.


૭૧ રામ રાખે તેમ રહીએ ૩૯
૭૨ શ્રીજી કરે સો ભલી ૪૦

| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૭૩ | સુખદુઃખ મનમાં ન | ૪૦ |
| ૭૪ | હરિજન થઇને હાણુ | ૪૧ |
| ૭૫ | પ્રભુજીએ ધાર્યું હોય તે | ૪૨ |
| ૭૬ | જીવ તું શીદને ચિંતા | ૪૨ |


### હરિભજનની જરૂરીઆત વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૭૭ | ગોવિંદ ગાવ મન | ૪૩ |
| ૭૮ | ભજન કેમ કરતો નથી | ૪૩ |
| ૭૯ | દેવોને છે દુર્લભ એવો | ૪૪ |
| ૮૦ | હરિ ભક્તિ કરનારારે | ૪૪ |
| ૮૧ | હરિસેં કોઇ નહિ બડા | ૪૫ |
| ૮૨ | બીજું કાંઇ ન વળેરે | ૪૬ |
| ૮૩ | લેહ લગાડી રામને | ૪૬ |
| ૮૪ | હરિ ભજીયે તો આવે | ૪૭ |
| ૮૫ | જીવ તેં હરિ ન સમર્યા | ૪૭ |
| ૮૬ | શામાટે તું ભજતો | ૪૮ |
| ૮૭ | ઉઠો ખડા કોઇ ચેતોને | ૪૯ |
| ૮૮ | જોબનકા મગરૂરી મત | ૪૯ |
| ૮૯ | સર્વે તજીને ભજીયે શ્રી | ૫૦ |
| ૯૦ | ધન્ય જેણે હરિગુણ | ૫૧ |


### પ્રેમ વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૯૧ | મોરલી વાગી મને રામ | ૫૧ |
| ૯૨ | વહાલો પ્રેમને વશથયા | ૫૨ |
| ૯૩ | વ્હાલો મારો સાચાનો | ૫૨ |
| ૯૪ | પ્રેમની વાત છે ન્યારી | ૫૩ |
| ૯૫ | મેં તો હરિગુણ ગાવત | ૫૪ |
| ૯૬ | દિલલગાયરામ ફકીરીમે | ૫૪ |
| ૯૭ | જે કોઇ પ્રેમ અંશ | ૫૪ |
| ૯૮ | મળીયા પ્રેમ સ્નેહી | ૫૫ |
| ૯૯ | પ્રેમનો પંથ છે ન્યારો | ૫૫ |
| ૧૦૦ | લાગ્યો પ્રેમ પ્રીતમનો | ૫૫ |


### વ્યભિચાર વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૦૧ | ધિક ધિક તારો જો | ૫૬ |
| ૧૦૨ | તમે પાછાને વળાવોરે | ૫૭ |


### અભિમાન વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૦૩ | ગર્વકીયોસોઇનરહાર્યો | ૫૭ |
| ૧૦૪ | મત કર દિલ પતિયારો | ૫૮ |


### સાધારણ નીતિ વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૦૫ | ભાવે કરી ભક્તો તમે | ૫૯ |
| ૧૦૬ | ભાવથી પ્રભુ ભજો | ૫૯ |


### પરમાર્થ વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૦૭ | તું તીર્થમાં જ્યાં ત્યાં | ૬૦ |
| ૧૦૮ | સ્થિર ઠરીનેકોઈ આઠામ | ૬૧ |
| ૧૦૯ | કોઇનો ભાર ન રાખે | ૬૧ |
| ૧૧૦ | જે જન ઓધા મોહે | ૬૨ |
| ૧૧૧ | ભક્તોની ભીડ ક્યાં ન | ૬૨ |


### સ્મરણ વિષે.


| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૧૨ | સુમરનબિનાસુખનહીં | ૬૩ |

| ક્રમાંક. | શરૂઆતના શબ્દો. | પાનું. |
|---|---|---|
| ૧૧૩ | નારાયણનું નામ લેને | ૬૪ |
| ૧૧૪ | ભજોને ભગવાનને | ૬૫ |
| | **નામ માહાત્મ્ય વિષે.** | |
| ૧૧૫ | નામકો મહિમા અગમ | ૬૫ |
| ૧૧૬ | નામ સુધારસ સાર | ૬૬ |
| ૧૧૭ | કૃષ્ણ રામારામારામા | ૬૬ |
| ૧૧૮ | ભજ રામ રામ રામ | ૬૭ |
| | **શ્રી કૃષ્ણ વિષે.** | |
| ૧૧૯ | જયજય કૃષ્ણ કમલ | ૬૭ |
| ૧૨૦ | કાહે ન મંગલ ગાવે | ૬૭ |
| ૧૨૧ | વ્રજ વહાલુંરે વૈકુંઠ | ૬૮ |
| | **લયલીનતા વિષે.** | |
| ૧૨૨ | મુંને વધાયું વહાલાજી | ૬૯ |
| ૧૨૩ | ધન્ય ઘડીધન્ય દહાડો | ૭૦ |
| ૧૨૪ | રામબાણ લાગ્યાં હોય | ૭૦ |
| ૧૨૫ | રે સગપણ હરિવરનું | ૭૧ |
| ૧૨૬ | વરીએતો શામળીયો | ૭૧ |
| ૧૨૭ | વરીએ શામળીયા વરની | ૭૨ |
| ૧૨૮ | મારા નાથના નેણા | ૭૨ |
| ૧૨૯ | મારે વરતો વિઠ્ઠલને | ૭૩ |
| ૧૩૦ | ઘેલા અમે ભલે થયારે | ૭૩ |
| ૧૩૧ | વહાલાલાગોછો વિશ્વા- | ૭૪ |
| ૧૩૨ | મારેઆવ્યો અલૌકિક | ૭૪ |
| ૧૩૩ | લેહલાગી મુંને તારી | ૭૫ |
| ૧૩૪ | લેહ લાગી મને લેહ | ૭૫ |
| ૧૩૫ | ભજન ધુન ખુબ લગી | ૭૬ |
| ૧૩૬ | રસ અગમ અપાર | ૭૭ |
| ૧૩૭ | રોમેરોમે ચડે રામરસ | ૭૮ |
| ૧૩૮ | ગુરૂમારે અગમ તીરથ | ૭૯ |
| ૧૩૯ | ગુરૂ મારે નજરે મોતી | ૭૯ |
| ૧૪૦ | એ કહેતાં જાજો | ૮૦ |
| ૧૪૧ | અનુભવીને એકલું | ૮૧ |
| ૧૪૨ | સુરતા લાગીરે તેની | ૮૧ |
| ૧૪૩ | હરિ મહિમા મોટા | ૮૨ |
| ૧૪૪ | ઓધવ ક્યારે આવશે | ૮૩ |
| ૧૪૫ | રામ સભામાં અમે | ૮૩ |
| ૧૪૬ | ગોપીજનના પ્રાણ તે | ૮૪ |
| ૧૪૭ | વૃંદાવનનોરે ચંદ | ૮૫ |
| ૧૪૮ | ગોકુલ વહેલા પધારજો | ૮૬ |
| ૧૪૯ | અખંડ વરને વરી | ૮૬ |
| ૧૫૦ | એવો અખંડ અમર | ૮૬ |
| ૧૫૧ | રામ અમલ રંગ | ૮૭ |
| ૧૫૨ | જીવને સાટેરે માળા | ૮૭ |
| | **ઢોંગી ભક્ત વિષે.** | |
| ૧૫૩ | જુઠા જુઠી ન ઝાલો | ૮૮ |
| ૧૫૪ | વૈષ્ણવ નથી થયોરે | ૮૮ |
| ૧૫૫ | અરે શું સમજ્યો | ૮૯ |
| ૧૫૬ | પ્રભુ તને પ્રસન્ન | ૯૦ |

ક્રમાંક. શરૂઆતના શબ્દો. પાનું.

## હીંચ વિષેનાં કીર્તનો.

૧૫૭ એવી મહાપદ ફેરી ૯૧
૧૫૮ ઓધા જાણેરે એને ૯૧
૧૫૯ સીતરામને ભજીલે ૯૨
૧૬૦ મુંને લહેરરે લાગી ૯૨
૧૬૧ મારે આજે આનંદનો ૯૩
૧૬૨ બેની વ્રજમાં વાતો ૯૩
૧૬૩ મથુરામાં હરિને જાવા ૯૪
૧૬૪ ધન્ય આજની ઘડી ૯૪
૧૬૫ ઓધા શીયોનેરે ૯૪
૧૬૬ ઓધા શ્યામરે ૯૫
૧૬૭ મારી હુંડી સ્વીકારો ૯૫
૧૬૮ પ્રભુ પાલવ પકડીને ૯૭

## પ્રાર્થના વિષે.

૧૬૯ વિઠ્ઠલ વિશ્વાધાર પ્રભુ ૯૯
૧૭૦ દીનનો દયાળ કોડી ૯૯
૧૭૧ અભિવંદન બ્રહ્મપદે ૧૦૦
૧૭૨ અન્ય નહીં પ્રભુ ત્રાતા ૧૦૦
૧૭૩ શરણુ ખરૂં છે તમારૂં ૧૦૧
૧૭૪ હરિ જેવો તેવો હું ૧૦૧
૧૭૫ પોતાના જનને ઉદ્ધારે ૧૦૨

## દીનતા વિષે.

૧૭૬ અપરંપાર પ્રભુ ૧૦૨
૧૭૭ અપરાધો અમારા ૧૦૩
૧૭૮ અપરાધ ક્ષમા કરો ૧૦૩
૧૭૯ મારી ગતિ કેમ કરશો ૧૦૩
૧૮૦ શ્રી વલ્લભ વિઠ્ઠલ ૧૦૪
૧૮૧ કોન કુટીલ ખલકામી ૧૦૪
૧૮૨ સકળ વિશ્વનાનાથ ૧૦૫
૧૮૩ ચાકર રાખોજીરે ૧૦૬

## માયા વિષે.

૧૮૪ માયા તજીને જીવ ૧૦૬
૧૮૫ હરિની માયા મહા ૧૦૭
૧૮૬ હરિ હું શું કરૂંરે ૧૦૮

## કૃપા વિષે.

૧૮૭ કૃપા વિના પ્રભુજી ૧૦૮
૧૮૮ કૃપા કરો કીરતાર ૧૦૯
૧૮૯ કૃપા સિંધુઇશ એક ૧૦૯
૧૯૦ જીરે સુંદર શ્યામ ૧૦૯

## ઈશ્વરનાં વખાણ વિષે.

૧૯૧ જોને જગતકર્ત્તાર ૧૧૦
૧૯૨ નથીરે અજાણ્યું ૧૧૧
૧૯૩ તમે સર્વ સંસાર ૧૧૨
૧૯૪ પ્રભુ છો મંગળકારીરે ૧૧૩
૧૯૫ સર્વે ગુણ સંપન્ન ૧૧૩
૧૯૬ જય જગપાળ દયાળ ૧૧૪
૧૯૭ જય જય જગકર્ત્તાર ૧૧૪
૧૯૮ પ્રભુ દીનદયાળુ પરમ ૧૧૫
૧૯૯ દયાળુ જગ સર્જનહાર ૧૧૫

ક્રમાંક. શરૂઆતના શબ્દો. પાનું.
૨૦૦ પ્રભુ સર્વ શક્તિમાન ૧૧૬
૨૦૧ મંગળ છે નામ તારૂં ૧૧૬
૨૦૨ પરબ્રહ્મ અનંત ૧૧૬
૨૦૩ તમે પૂર્ણ પ્રભુ છો ૧૧૭
૨૦૪ છો અજર અમર ૧૧૮
૨૦૫ અહો વિશ્વપતિ ૧૧૯
૨૦૬ નમસ્તે નમસ્તે ૧૧૯
૨૦૭ જે છે એક અખંડ ૧૨૦
૨૦૮ વંદુ હું પરમેશ ૧૨૦
૨૦૯ ઓ પ્રભુ તું કરૂણા ૧૨૧
૨૧૦ હારી રક્ષા મનમાંહી ૧૨૧
૨૧૧ જે સુખદાયક ૧૨૧
૨૧૨ જયદેવ, જયદેવ ૧૨૧

ક્રમાંક. શરૂઆતના શબ્દો. પાનું.
**જીવને છેલ્લી શીખામણ.**
૨૧૩ સો બાતનકી એકજ ૧૨૨
૨૧૪ હવે કહેવું જોઇએ ૧૨૨
૨૧૫ રામ શબ્દની માળા ૧૨૩
૨૧૬ માનો મળી છે મોટી ૧૨૪
૨૧૭ ક્યાં જીવ કીયાં જગદીશ ૧૨૪
૨૧૮ જે દુઃખ થાય તે ૧૨૪
**છેલ્લી સ્તુતિ.**
૨૧૯ શાંતિ શાંતિ શાંતિ ૧૨૫
૨૨૦ તમે છો પ્રભુ અન્નદાતા ૧૨૫
**સૌનું ભલું ઇચ્છવા વિષે.**
૨૨૧ દુનિયાનાં દુઃખ ૧૨૬
૨૨૨ સૌનું કરો કલ્યાણ ૧૨૬
ધુનો ૧૨૭



# અનુક્રમ અક્ષરવાર.


| પદ | | પાનું |
|---|---|---|
| | **અ** | |
| ૧૪૯ | અખંડ વરને વરી | ૮૬ |
| ૧૪૧ | અનુભવીને એકલું | ૮૧ |
| ૧૭૨ | અન્ય નહીં પ્રભુ ત્રાતા | ૧૦૦ |
| ૧૭૮ | અપરાધક્ષમાકરોમારો | ૧૦૩ |
| ૧૭૭ | અપરાધો અમારા | ૧૦૩ |
| ૧૭૬ | અપરંપાર પ્રભુ | ૧૦૨ |
| ૧૭૧ | અભિવંદન બ્રહ્મા પદે | ૧૦૦ |
| ૧૫૫ | અરે શું સમજ્યો | ૮૯ |
| ૨૦૫ | અહો વિશ્વપતિ | ૧૧૯ |
| ૧૨ | આજે આનંદ ગુરૂ | ૬ |
| ૮૭ | ઉઠો ખડા કોઇ ચેતોને | ૪૯ |
| ૧૪૦ | એ કહેતા જાજો એ | ૮૦ |
| ૨૦ | એ છે નિરાકાર સાકાર | ૧૦ |
| ૧૫૭ | એવી મહાપદ કેરી | ૯૧ |
| ૧૫૦ | એવો અખંડ અમર | ૮૬ |
| ૧૯ | એહીઅમારેશ્રીનાથજી | ૧૦ |
| ૧૫ | ઐસા દેશ હમારા | ૮ |
| ૧૪૪ | ઓધવ ક્યારે આવશે | ૮૩ |
| ૧૫૮ | ઓધા જાણેરે એને | ૯૧ |
| ૧૬૫ | ઓધા શીયોનેરે | ૯૪ |
| ૧૬૬ | ઓધા શ્યામરે | ૯૫ |

| પદ | | પાનું |
|---|---|---|
| ૨૦૯ | ઓ પ્રભુ તું કરૂણા | ૧૨૧ |
| ૨૮ | ઓ ભાઇરે શાન્તિ | ૧૫ |
| | **ક** | |
| ૫૩ | કાયા છે ત્યાં સુધી | ૨૯ |
| ૧૨૦ | કાહે ન મંગળ ગાવે | ૬૭ |
| ૩૬ | કાળ વ્યાલનો ડંખ | ૧૯ |
| ૧૮૮ | કૃપા કરો કીરતાર | ૧૦૯ |
| ૧૮૭ | કૃપા વિના પ્રભુજી | ૧૦૮ |
| ૧૮૯ | કૃપા સંધુ ઇશ | ૧૦૯ |
| ૧૧૭ | કૃષ્ણ રામારામારામા | ૬૬ |
| ૪૪ | કોઇ કહે તેને કહેવા | ૨૪ |
| ૧૦૯ | કોઇનો ભાર ન રાખે | ૬૧ |
| ૧૮૧ | કૌન કુટીલ ખલ | ૧૦૪ |
| ૨૧૭ | ક્યાં જીવ કિયાં જગદીશ | ૧૨૪ |
| | **ગ** | |
| ૧૦૩ | ગર્વ કીયો સોઇ નર | ૫૭ |
| ૧૩૮ | ગુરૂ મારે અગમ | ૭૯ |
| ૧૩૯ | ગુરૂ મારે નજરે | ૭૯ |
| ૧૪૬ | ગોપીજનનારે પ્રાણ | ૮૪ |
| ૭૭ | ગોવિંદ ગાવ મન | ૪૩ |
| ૧૪૮ | ગોકુળવહેલા પધારજો | ૮૬ |

| પદ | ઘ | પાનું |
|---|---|---|
| ૧૩૦ | ઘેલા અમે ભલે થયારે | ૭૩ |
| | **ચ** | |
| ૧૮૩ | ચાકર રાખોજીરે | ૧૦૬ |
| ૬૧ | ચેત પ્રાણીઆ નરક | ૩૩ |
| | **છ** | |
| ૨૦૪ | છો અજર અમર | ૧૧૮ |
| | **જ** | |
| ૧૯૬ | જય જગપાળ દયાળ | ૧૧૪ |
| ૧૧૯ | જયજય કૃષ્ણ કમલ | ૬૭ |
| ૧૯૭ | જયજય જગતકર્ત્તાર | ૧૧૪ |
| ૨૧૨ | જય દેવ, જય દેવ | ૧૨૧ |
| ૭૬ | જીવ તું શીદને ચિંતા | ૪૨ |
| ૮૫ | જીવ તેં હરિને સમર્યા ઘડી | ૪૭ |
| ૧૫૨ | જીવને સાટેરે માળા | ૮૭ |
| ૧૯૦ | જીરે સુંદીર સ્યામ | ૧૦૯ |
| ૧૫૩ | જુઠા જુઠી ન ઝાલો | ૮૮ |
| ૯૭ | જે કોઇ પ્રેમ અંશ | ૫૪ |
| ૨૦૭ | જે છે એક અખંડ | ૧૨૦ |
| ૧૧૦ | જે જન ઓધા મોહે | ૬૨ |
| ૨૧૮ | જે દુઃખ થાય તે | ૧૨૪ |
| ૫ | જેને ઘેર હરિજન | ૩ |
| ૩ | જેને ન કીયો સત્સંગ | ૨ |
| ૨૧૧ | જે સુખદાયક જે | ૧૨૧ |
| ૧૯૧ | જોને જગતકર્ત્તારને | ૧૧૦ |
| ૮૮ | જોબનકા મગરૂરી મત | ૪૯ |
| ૫૮ | જો વિચારીને જીવ | ૩૨ |
| ૫૪ | જ્યાં લગી આત્મા | ૨૯ |
| | **ત** | |
| ૨૨૦ | તમે છો પ્રભુ અન્ન | ૧૨૫ |
| ૪૧ | તમે નામ નારાયણનુંરે | ૨૨ |
| ૧૦૨ | તમે પાછાને વળાવોરે | ૫૭ |
| ૨૦૩ | તમે પૂર્ણ પ્રભુ છો | ૧૧૭ |
| ૧૯૩ | તમે સર્વ સંસાર | ૧૧૨ |
| ૨૫ | તાદશી જન તેને | ૧૩ |
| ૫૬ | તારા મનમાં જાણે છે | ૩૦ |
| ૫૫ | તારી કાયા નગરમાંરે | ૩૦ |
| ૫૭ | તારે માથે નગારાં વાગે | ૩૧ |
| ૧૪ | તું અગાધ, તું અગાધ | ૭ |
| ૧૩ | તું અગાધ પરબ્રહ્મ | ૭ |
| ૧૦૭ | તું તીર્થમાં જ્યાં ત્યાં | ૬૦ |
| ૧૮ | તું તો ન્યારો રહીને | ૯ |
| | **દ** | |
| ૧૯૯ | દયાળુ જગસર્જન | ૧૧૫ |
| ૬૪ | દામોદર દુઃખડાં કાપોરે | ૩૫ |
| ૯૬ | દિલ લગાય રામ | ૫૪ |
| ૧૭૦ | દીનનો દયાળ છોડી | ૯૯ |
| ૨૨૧ | દુનિયાનાં દુઃખ | ૧૨૬ |
| ૬૬ | દુસરો કોન સુખદાઈ | ૩૬ |

| પદ | | પાનું |
|---|---|---|
| ૭ | દેખ્યા હોય તો કહી | ૩ |
| ૭૯ | દેવોને છે દુર્લભ એવો | ૪૪ |
| | **ધ** | |
| ૨૨ | ધન્ય આજ ઘડી સંત | ૧૧ |
| ૧૬૪ | ધન્ય આજની ઘડી | ૯૪ |
| ૧૨૩ | ધન્ય ઘડી ધન્ય દહાડો | ૭૦ |
| ૯૦ | ધન્ય જેણે હરિગુણ | ૫૧ |
| ૨૪ | ધન્ય ધન્ય એ સંત | ૧૩ |
| ૧૦૧ | ધિક ધિક તારો જો | ૫૬ |
| | **ન** | |
| ૧૯૨ | નથીરે અજાણ્યું મારા | ૧૧૧ |
| ૨૦૬ | નમસ્તે નમસ્તે | ૧૧૯ |
| ૬૨ | નાથ વિના સંકટ | ૩૪ |
| ૧૧૫ | નામકો મહિમા | ૬૫ |
| ૧૧૬ | નામ સુધારસ સાર | ૬૬ |
| ૧૧૩ | નારાયણનું નામ લેને | ૬૪ |
| ૩૧ | નિશ્ચે કરો રામનુંનામ | ૧૭ |
| ૨૧ | નંદ નંદનકે પ્યારે | ૧૧ |
| | **પ** | |
| ૨૦૨ | પરબ્રહ્મ અનંત | ૧૧૬ |
| ૧૭૫ | પોતાના જનને | ૧૦૨ |
| ૧૯૪ | પ્રભુ છો મંગળકારીરે | ૧૧૩ |
| ૭૫ | પ્રભુજીએ ધાર્યું હોયતે | ૪૨ |
| ૧૫૬ | પ્રભુ તને પ્રસન્ન | ૯૦ |
| ૧૯૮ | પ્રભુ દીનદયાળુ પરમ | ૧૧૫ |
| ૧૬૮ | પ્રભુ પાલવ પકડીને | ૯૭ |
| ૨૦૦ | પ્રભુ સર્વ શક્તિમાન | ૧૧૬ |
| ૯૪ | પ્રેમની વાત છે ન્યારી | ૫૩ |
| ૯૯ | પ્રેમનો પંથ છે | ૫૫ |
| | **બ** | |
| ૮૨ | બીજું કાંઈ ન વળેરે | ૪૬ |
| ૧૬૨ | બેની વ્રજમાં વાતો | ૯૩ |
| | **ભ** | |
| ૩૩ | ભક્તિ મહા બળવંતીરે | ૧૮ |
| ૩૯ | ભક્તિ શૂરવીરના સાચી | ૨૧ |
| ૧૧૧ | ભક્તોની ભીડ ક્યાં ન | ૬૨ |
| ૭૮ | ભજન કેમ કરતો નથી | ૪૩ |
| ૩૫ | ભજનકો પરિમાન | ૧૯ |
| ૧૩૫ | ભજન ધુન ખુબ | ૭૬ |
| ૪૯ | ભજન વિના જીવડા | ૨૭ |
| ૧૧૮ | ભજ રામ રામ રામ | ૬૭ |
| ૧૧૪ | ભજોને ભગવાનને | ૬૫ |
| ૧૦૬ | ભાવથી પ્રભુ ભજો | ૫૯ |
| ૧૦૫ | ભાવે કરી ભક્તો તમે | ૫૯ |
| ૪૨ | ભાવે ભજતાં તે | ૨૩ |
| ૩૪ | ભૂતળ ભક્તિ પદારથ | ૧૮ |
| | **મ** | |
| ૧૦૪ | મત કર ાદલ પાતયારે | ૫૮ |
| ૧૬૭ | મથુરામાં હરિને જાવા | ૯૪ |

| પદ | | પાનું |
|---|---|---|
| ૧ | મહાપદ શોધ્યુંરે જેને | ૧ |
| ૯૮ | મળીઆ પ્રેમ સ્નેહી | ૫૫ |
| ૨૩ | મળે જીવનમુક્ત હરિ | ૧૨ |
| ૨૧૬ | માનો મળી છે મોટી | ૧૨૪ |
| ૧૮૪ | માયા તજીને જીવ ક્યાં | ૧૦૬ |
| ૧૨૮ | મારા નાથના નેણ! | ૭૨ |
| ૬૮ | મારા પગ તે ધડજો | ૩૭ |
| ૧૭૯ | મારી ગતિ કેમ કરશો | ૧૦૩ |
| ૧૧ | મારીરે કટારી સંતો | ૬ |
| ૧૬૭ | મારી હુંડી સ્વીકારો | ૯૫ |
| ૧૬૧ | મારે આજે આનંદનો | ૯૩ |
| ૧૩૨ | મારે આવ્યો અલૌકિક | ૭૪ |
| ૧૨૯ | મારે વરતો વિઠ્ઠલને | ૭૩ |
| ૫૯ | મારો હંસલો નાનો ને | ૩૨ |
| ૯૧ | મોરલી વાગી મને | ૫૧ |
| ૨૦૧ | મંગળ છે નામ તારૂં | ૧૧૬ |
| ૬૫ | મુંને ઘડી નથી | ૩૬ |
| ૧૬૦ | મુંને લ્હેરરે લાગી | ૯૨ |
| ૧૨૨ | મુંને વધાયું વહાલાજીની | ૬૯ |
| ૯૫ | મેંતો હરિગુણ ગાવત | ૫૪ |
| ૪૫ | મેં ભરોંસો અપને | ૨૫ |

**ર**

| પદ | | પાનું |
|---|---|---|
| ૧૩૬ | રસ અગમ અપાર | ૭૭ |
| ૧૫૨ | રામ અનલરંગ રાતે | ૮૭ |
| ૭૦ | રામ પીયારા કૃષ્ણ | ૩૯ |
| ૧૨૪ | રામ બાણુ લાગ્યા | ૭૦ |
| ૪૬ | રામ રતન ધનપાયો | ૨૫ |
| ૭૧ | રામ રાખે તેમ રહીયે | ૩૯ |
| ૨૧૫ | રામ શબ્દની માળા | ૧૨૩ |
| ૧૪૫ | રામ સભામાં અમે | ૮૩ |
| ૪૭ | રામ સમર તારે કાંઇ | ૨૫ |
| ૧૨૫ | રે સગપણ હરિવરનું | ૭૧ |
| ૧૩૭ | રોમે રોમે ચડે રામ | ૭૮ |

**લ**

| પદ | | પાનું |
|---|---|---|
| ૧૦૦ | લાગ્યો પ્રેમ પ્રીતમનો | ૫૫ |
| ૮૩ | લેહ લગાડી રામને | ૪૬ |
| ૧૩૪ | લેહ લાગી મને લેહ | ૭૫ |
| ૧૩૩ | લેહ લાગી મુંને તારી | ૭૫ |

**વ**

| પદ | | પાનું |
|---|---|---|
| ૩૭ | વરમાળા તો વિઠ્ઠલ | ૨૦ |
| ૧૨૬ | વરીએતો શામળીયો | ૭૧ |
| ૧૨૭ | વરીએ શામળીયા વરની | ૭૨ |
| ૩૦ | વહાલારે સંતને જાય | ૧૬ |
| ૧૩૧ | વહાલા લાગોછો વિશ્વા- | ૭૪ |
| ૯૨ | વહાલો પ્રેમને વશ | ૫૨ |
| ૧૬૯ | વિઠ્ઠલ વિશ્વાધાર પ્રભુ | ૯૯ |
| ૧૪૭ | વૃંદાવનનોરે ચંદ | ૮૫ |
| ૧૫૪ | વૈષ્ણવ નથી થયોરે | ૮૮ |
| ૨૦૮ | વંદુ હું પરમેશ | ૧૨૦ |
| ૧૨૧ | વ્રજ વહાલુંરે વૈકુંઠ | ૬૮ |
| ૯૩ | વ્હાલો મારો શાચાનો | ૫૨ |

| પદ | શ | પાનું |
|---|---|---|
| ૧૭૩ | શરણુ ખરૂં છે તમારૂં | ૧૦૧ |
| ૮૬ | શા માટે તું ભજતો | ૪૮ |
| ૨૧૯ | શાંતિ શાંતિ શાંતિ | ૧૨૫ |
| ૭૨ | શ્રીજી કરે સો ભલી | ૪૦ |
| ૧૮૦ | શ્રી વલ્લભ વિઠ્ઠલ | ૧૦૪ |
| | **સ** | |
| ૧૮૨ | સકળ વિશ્વના નાથ | ૧૦૫ |
| ૯ | સદ્‌ગુરૂ એ અમને | ૫ |
| ૮ | સદ્‌ગુરૂના તે શબ્દ | ૪ |
| ૧૦ | સદ્‌ગુરૂ સ્વામીને વિનવું | ૫ |
| ૬૦ | સબી જાન જગત | ૩૩ |
| ૮૯ | સર્વે તજીને ભજીયે | ૫૦ |
| ૧૯૫ | સર્વે ગુણ સંપન્ન | ૧૧૩ |
| ૨૬ | સાચા સંત તે દુઃખ | ૧૪ |
| ૨૭ | સાધુ તે જનનો સંગ | ૧૪ |
| ૧૫૯ | સીતા રામને ભજીને | ૯૨ |
| ૨ | સુખ કહ્યું ન જાય | ૧ |
| ૬૭ | સુખ છે તમારા શરણુમાં | ૩૭ |
| ૭૩ | સુખ દુઃખ મનમાં ન | ૪૦ |
| ૧૧૨ | સુમરન બિના સુખ | ૬૩ |
| ૧૪૨ | સુરતા લાગીરે તેની | ૮૧ |
| ૨૧૩ | સો બાતનકી એકજ | ૧૨૨ |
| ૪૮ | સૌથી સમરથ રાધા | ૨૬ |
| ૨૨૨ | સૌનું કરો કલ્યાણ | ૧૨૬ |

| પદ | | પાનું |
|---|---|---|
| ૬૩ | સંકટ સર્વે હરો | ૩૫ |
| ૨૯ | સંતન કે સંગ લાગરે | ૧૬ |
| ૪ | સંતો અમે વહેવારીઆ | ૨ |
| ૩૨ | સંતો ભક્તિરૂપી એક | ૧૮ |
| ૧૦૮ | સ્થિર ઠરીને કોઇ આ | ૬૧ |
| ૬૯ | સ્વામી સીતારામ કૃપા | ૩૮ |
| | **હ** | |
| ૧૭ | હમતો કૃષ્ણ છબીલો | ૯ |
| ૧૬ | હમ સાકાર ઉપાસીવે | ૮ |
| ૬ | હરિગુણ બારબાર ગાતાં | ૩ |
| ૭૪ | હરિજન થઇને હાણ | ૪૧ |
| ૧૭૪ | હાર જેવો તેવો હું | ૧૦૧ |
| ૫૧ | હરિ નહીં ગાયો | ૨૮ |
| ૫૦ | હરિ નામ બીના નર | ૨૭ |
| ૧૮૫ | હરિની માયા મહા | ૧૦૭ |
| ૪૩ | હરિને ભજતાં હજુ | ૨૩ |
| ૩૮ | હરિનો મારગછે શૂરાનો | ૨૧ |
| ૮૦ | હરિભક્તિ કરનારે | ૪૪ |
| ૮૪ | હરિ ભજીયે તો આવે | ૪૭ |
| ૫૨ | હરિ ભજ્યાનું ટાણું | ૨૮ |
| ૧૪૩ | હરિ મહિમા મોટા | ૮૨ |
| ૪૦ | હરિરસ મોંઘેરે મુલ છે. | ૨૨ |
| ૮૧ | હરિસે કોઇ નહિ | ૪૫ |
| ૨૧૪ | હવે કહેવું જોઇએ | ૧૨૨ |
| ૧૮૬ | હરિ હું શું કરૂંરે | ૧૦૮ |
| ૨૧૦ | હારિ રહ્યા મનમાંહી | ૧૨૧ |

ॐ तत् सत् परमात्मने नमः

# શ્રી ભજન સાગર.



## સત્સંગ વિષે.

૧

મહાપદ લાધ્યુંરે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને.
સહજ સમાધિરે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજાંરે વાજે, પરણુવ અરણુવ લેહેરે ગાજે.
ગંગા જમુનારે વહે છે, તરવેણીમાં તાલ મળે છે.
જન ત્યાં આવેરે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવ મુનિનોરે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો.
અક્ષય વટછેરે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં.
તે તીરથમાંરે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાંરે ધરશે, એકોત્તર શત કુળ તો તરશે.
નિર્મળ થાશેરે કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે ન્હાયા.
સત્ પુરૂષોનીરે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે.

૨

સુખ કહ્યું ન જાય સત્સંગનુંરે,
આઠે અંગમાં આનંદ થાય—સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણેરે,
સત્સંગેથી ભેળાં થાય—સુખ૦

એ સુખ ઇંદ્રના લોકથી અધિક છેરે,
વૈકુંઠેથી વધતું જાય—સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણુંરે,
એ તો વેદ પુરાણે વંચાય—સુખ૦
મહેતો નરસિંહ એમાં તો એમ ભણેરે,
એ તો ઓળખાવે અવિનાશ—સુખ૦

૩

જેને ન કીયો સત્સંગ જનમ ધરી, જેને ન કીયો સત્સંગરે. (ટેક)
તાકો કેવલ પશુ કરી માનો (૨) જદપિ મનુષ્યકો,
અંગરે (૨)-જેને.
કા ભયો પાટ પીતાંબર પહેરણુ, ચ્હડવે હસ્તી તુરંગરે, (૨)
તામેં કા બડાઇ પાયો (૨) ફૂલ્યો હૃદય ઉમંગરે (૨)-જેને૦
આહાર નિદ્રા ભય કરતોરે મૈથુન, લાગો વિષયકો રંગરે (૨)
ચેતત નાહીં બડા હે મૂરખ (૨) કાલ કરેગો ભંગરે (૨)-જેને૦
નિર્મળ ચિત્ત કરી કબહું ન નાહ્યો, સંત સ્વરૂપી ગંગરે (૨)
કહે દેવો કેસે કરી પાવે (૨) પૂરણ પદ અભંગરે (૨)-જેને૦

૪

સંતો અમે વહેવારીઆ, શ્રી રામ નામના રે (ટેક)
વેપારી આવે છે બધા ગામ ગામનારે—સંતો૦
અમારૂં વસાણું સંતો, સૌ કોને ભાવે (૨)
અઢારે વરણ જેને હોરવાને આવે—સંતો૦
લાખ કરોડે લેખાં નહિ, ને પાર વિનાની પુંજી (૨)
હોરવું હોય તો હોરી લેજો, કસ્તુરી છે સોંઘી—સંતો૦

આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ (૨)
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખીયા, નરસૈયાનું કામ—સંતો૦

૫

જેને ઘેર હરિજન હરિ જશ ગાય, તેતો નિત્ય ગંગામાં ના'ય (૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે (૨) દૂર ગયે શું થાય—જે.
ધ્રુવ નાહ્યા પ્રલ્હાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન (૨)
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય—જે.
સહુ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાનગંગા તોળાય (૨)
જપ તપ તીરથ જોડે મળ્યાં (૨) તેમાં સર્વ સાધન મળી જાય—જે.
જ્ઞાનગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય (૨)
ભલે મળ્યા મે'તા નરસિંહના સ્વામી, હેતે હરિના ગુણ ગાય—જે.

---

## ગુરૂ વિષે.

૬

હરિગુણ બાર બાર ગાતાં, પ્રભુ ગુણ બાર બાર ગાતાં (ટેક)
ગુરૂકી કૃપાદ્રષ્ટિ રંગ છાંઇ, હરિ ગુણ બાર બાર ગાતાં—હ૦
આસન બાંધી સુરતી સાંધી, ભ્રકુટિમેં ધ્યાન લગાય—હ૦
કૃષ્ણ મોરારી જેણે ઓઢી કામળી કાળી, એહી મેરે મન ભાય—હ૦
જાદવ ગુરૂકી કૃપા ભઇ, તો નાચત વૈકુંઠ જાય—હ૦

૭

દેખ્યા હોય તો કહી બતલાવો,
કયાં છે ગુપ્તી ગંગા ?—ભાઇ, કયાં છે૦—હોજી. (ટેક)

ધૂડ ગુરૂને છીપા ચેલા,
નહીં દિવસ પગદંડા-ભાઈ, નહીં દિવસ-હોજી;
આગમ ભાંખે કાંઇ નવ સુઝે (૨)
આપ વખાણે અંધા-ભાઇ, આપ વખાણે૦-ભાઈ ક્યાં છે૦
સદ્‌ગુરૂ મળીયા ને સંશય ટળીઆ,
ને મીટ ગયા સર્વે ફંદા-ભાઈ, મીટ ગયા સર્વે૦-હોજી
મોતી નીરખ્યા પિયુકું પરખ્યા (૨)
જળી ભયા આનંદા-ભાઈ, જળી ભયા૦-ભાઇ ક્યાં છે૦
એક નુરીજન મોતી નીરખ્યા,
વચન ગુરૂકા વંધા-ભાઇ, વચન ગુરૂકા વંધા૦-હોજી;
દાસ અરજણ જીવણ કે ચરણે (૨)
ધ્યાની પુરૂષકા ધંધા-ભાઈ, ધ્યાની૦-ભાઈ ક્યાં છે૦

૮

સદ્‌ગુરૂના તે શબ્દ વિચારતાં (૨)
મટે માયા મોહ વિકાર-હરિરસ પીજીએ.
બાળી ભસ્મ કરે બીજી વાસના (૨)
ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિરસ૦
એવો અજર અમી રસ જે પીયે (૨)
તેના નેણુ વેણુ પલટાય—હરિરસ૦
લાગી બ્રહ્મખુમારી ન ઉતરે (૨)
સુખ મુખે કહ્યું નવ જાય—હરિરસ૦
તેને સંભવ નથી રે શરીરનો (૨)
થયો આતમ દ્રષ્ટે ઉઘાડ—હરિરસ૦

મરજીવો થઈ હરિને મળે ( ૨ )
ગળે જ્ઞાન હિમાળે હાડ—હરિરસ૦
બ્રહ્મજ્ઞાને ગગનવત થઈ રહે ( ૨ )
જ્યમ કુંભ મહા જળ માંહે—હરિરસ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં (૨)
કૃષ્ણ વિના ન દીસે કાંઈ—હરિરસ૦
જઈ સરિતા સાગરમાં ભળે ( ૨ )
તેનું નામ નદી ટળી જાય—હરિરસ૦
કહે પ્રીતમ સદ્ગુરૂ સેવતાં ( ૨ )
ટળે અંતર એક રસ થાય—હરિરસ૦

૯

સદ્ગુરૂએ અમને મારેલ છેરે શબ્દોનાં બાણ.
એક રામને ભજી લ્યો નિરવાણુરે—સદ્૦
કુટુંબ કબીલાની કુડી કુડી માયારે ( ૨ )
સાચું નારાયણનું નામ રે—સદ્૦
કહે રવિદાસ સંતો ભાણ પ્રતાપેરે ( ૨ )
મટી ગઇ ચોરાશી કેરી ખાણુરે—સદ્૦

૧૦

સદ્ગુરૂ સ્વામીને વિનવું, નમી નમી લાગું પાયજી,
દાન દીધાંરે ભક્તિ જ્ઞાનનાં, કોટી કર્મ મીટાયજી—સ૦
જનમ મરણનું તો ભય ગયું, મટી જમડાની ત્રાસજી;
લખરે ચોરાશી ખાતું વીંટીયું, જાણી પોતાનો દાસજી—સ૦
સદ્ગુરૂ સમ દાતા નહિ, જો જો મનમાં વિચારીજી;

સગા સંબંધી બેની બંધવા, સરવે સ્વપના સમાનજી—સ૦
અવગુણ મારા અનેક છે, નવ જોયા નીરધારજી;
બીરદ પોતાનું સંભારીને, મગ્નીદાસ કહે બલીહારજી—સ૦

## ૧૧

મારીરે કટારી સંતો પ્રેમની, લાગી કલેજા માંયજી,
અંગોઅંગ માંહે વેદના, નિશદિન ખટકે તન માંહેજી—મા૦
સદ્ગુરૂ સાચારે શર તાકી, તાકી માર્યા જેણે બાણજી,
ઘાયેલ કીધા તનમન જ્ઞાનસું, એ સુખ જાણશે કોઇ જાણજી—મા૦
સ્નેહ અગ્નિરે જેના અંગમાં, તાપ્યા તેનારે તનજી;
સુખ ના ગમેરે આ સંસારનું, સદ્ગુરૂ સાથે બાંધ્યાં મનજી—મા૦
પ્રીત છેરે જેને પ્રાણથી, ગુરૂવિના ઘડી ન રહેવાયજી;
જળની વિછુટી જેમ માછલી, તલખી તલખી મરી જાયજી
પ્રીત જોજોરે બપૈયાતણી, જેની ન ટળે ટેકજી,
પૃથ્વી પડયારે જલને નહિ નમે, અધર બુંદ પીએ એકજી;
પ્રીત હશેરે જેને પૂર્વની, મળશે ગુરૂ તેને જ્ઞાનીજી;
મગ્નીદાસ કહે સદ્ગુરૂ સંતને, વારંવાર કુલબાનજી—મા૦

## ૧૨

આજે આનંદ ગુરૂ આવ્યા આંગણે (૨)
હું તો દિલ ભરી આદર દઇશ—ગુરૂજી આવ્યા૦
ધન મસ્તક લઇ ચરણે ધરૂં (૨)
લગ્ન કરી ચરણામૃત લઇશ—ગુરૂજી આવ્યા૦
મને પ્રેમે કરીને ગુરૂએ પુછીયું (૨)
તારા અંતરનો કેવો છે ઠાઠ—ગુરૂજી આવ્યા૦

દુઃખ સુખ કેવું છે તારી દેહને (૨)
પુરૂં કહેજે ભણી મુખે પાઠ—ગુરૂજી આવ્યા૦
હું તો મગ્ન થઈ મારા મનમાં (૨)
મને હરખ ઘણેરો થાય—ગુરૂજી આવ્યા૦
કહેણી રહેણી વિનારે સાધન શું કરૂં? (૨)
જેથી પ્રસન્ન થાય ભગવાન—ગુરૂજી આવ્યા૦
કેવળદાસ ઉપર કીરપા કરી (૨)
પામ્યા ભવરેસાગર કેરો પાર—ગુરૂજી આવ્યા૦

---

## ઈશ્વરસ્વરૂપ વિષે.

### ૧૩ ઈશ્વર સૌથી મોટો છે.

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અબ તોહીં લહેરે,
અજર અમર અવિગત અવિનાશી, કૌન રહનિરહેરે–તું૦
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષ હુ અગમ કહેરે,
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરી, કૈસેં તોહીં ગ્રહેરે–તું૦

### ૧૪

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા,
નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા–તું૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષ હુ બખાને;
આદિ અંત મધ્ય તુમહિં, કોઉ નહીં જાને–તું૦
સનકાદિક નારદાદિક શારદાદિક ગાવે;
સુરનર મુનિજન ગંધર્વ, કોઉ નહીં પાવે–તું૦

સાધ બિધ થકિત ભયે, ચતુર બહુ સ્યાને;
સુંદરદાસ કહા કહે, અતિ હા હૈરાને-તું૦

## ૧૫ ઈશ્વર નિરાકાર છે.

ઐસા દેશ હમારા સાધો, ઐસા દેશ હમારા હૈ (ટેક)
અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણુ અવગુણુ તેં ન્યારા હૈ-ઐસા૦
અગમ અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હૈ-ઐસા૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હૈ-ઐસા૦
મનસેં પરે બુદ્ધિસેં બાહેર,
નિર્ભય રામ વિચારા હૈ-ઐસા૦
કહત કબીરા સુને ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હૈ-ઐસા૦

## ૧૬ ઈશ્વર સાકાર છે.

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે ( ૨ )
ઉદ્ધવ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુન હીને;
પ્રેમીજનકા પંથ નહીં હમ, શુષ્કજ્ઞાની તુમ ચિન્હે-હમ.
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુણુ બ્રહ્મસોધામહે ઉનકા, સમઝત સમઝનહારે-હમ.
જગતકર્તાકું રૂપ નહીં તો, જગકું કાંહાંસે આયા ?
કારન જેસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા-હમ.
ઐશ્વર્યાદિ ષડ્ગુન સંયુકત, નિર્ગુન કેસે કહીએ;

અજાત્રિગુનપર શુદ્ધ સત્યહરિ નિરખત સબ સુખ લૈયે-હમ.
ભક્ત નેત્ર ભૂષણુ મહા રાધા વર શ્રી કુંજ બિહારી;
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રીગોવર્ધન ધારી-હમ,

### ૧૭ ઈશ્વર સગુણ છે.

હમતો કૃષ્ણુ છબીલો ગાવે (ટેક)
તેરો નિર્ગુન બ્રહ્મ હમે નહીં ભાવે-હમતો૦
ગિરધર ગુન રૂપકે રાશી (૨)
બ્રહ્મ ભજે જે કોઇ હોય ઉદાસી-હમતો૦
જલકું કયા સુખ હોય જલપાના (૨)
લવણકું કહાં સુખ સિંધુ સમાના?-હમતો૦
જ્યામેં દાસ ભાવ ઉઠ જાવે (૨)
જુગલ નહીં વહાં કયા સુખ પાવે?-હમતો૦
દાસ સદા હમ શ્રીજી સ્વામી (૨)
માગે દયો ગુરૂ પદ શીશ નામી-હમતો૦

### ૧૮ ઇશ્વર આ જગતથી નીરાળો છે.

તું તો ન્યારો રહીને ખેલેરે નારાયણારે (ટેક)
તારી ઇચ્છા તે સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા,
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણારે-તું તો૦
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણ જોતામાં કાંઇ નહીં મણારે-તું તો૦
નટ જેમ પટને ઓથે રહેછે, સકળ પુતળાં નાચ કરે છે;
તેમ તારા કરમાં સર્વેના તાંતણા રે-તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમક દૃષ્ટિ જેમ લોહ ચલાવે;

ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ તારા સોહામણારે-તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી;
છોટમ તુજને ભજતાં ભાંગે ભ્રમણારે-તું તો૦

## ૧૯ સૌનો ઇશ્વર એક છે.

એહી હમારે શ્રીનાથજી ( ટેક )
વહાલો ભવ તારણ હાર-જુગ તારણ હાર-એહી૦
દેવ ન જાચું દુસરો રે, મન કિયો રે વિચાર;
દેવ ન જાચું દુસરો-હાંરે મન કિયો રે વિચાર-એહી૦
જપતપ તીરથ કૌન કરે રે, જપતપ તીરથ અપાર;
જપતપ તીરથ કૌન કરે-હાંરે જપતપ તીરથ અપાર-એહી૦
શોચ સમય શાંતિ ભર્યો રે, મન માન્યો રે મુરાર;
દોઉ અક્ષર સુરદાસ કહે, યેહી સબ સારમેં સાર-એહી૦

## ૨૦ લાવણી.

એ છે નિરાકાર સાકાર એનો કોઇ નથી પામ્યા પાર (ટેક)
ઋષિયો હાર્યા મુનિયો હાર્યા, હાર્યા સંત મહંત;
વેદ પુરાણો પાર ન પામ્યાં, એવો ઇશ અનંત-એ૦
સહસ્ર અઠયાસી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ—એ૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઇ શિવ;
જેવું જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ—એ૦
મન્ત્ર તમારા ગુરૂ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ૦

## સંત વિષે.

૨૧

નંદ નંદન કે પ્યારે, આયે મેરે નંદ નંદનકે પ્યારે (ટેક).
માલા તિલક મનોહર બાના ( ૨ )
ત્રિભુવનકે ઉજીઆરે–એહાં ત્રિભુવનકે૦—આયે૦
પ્રેમ સહિત બસત મેરે ઉરમેં ( ૨ )
નેક ન જાત હુ ટારે–એહાં નેક ન જાત૦—આયે૦
હૃદય કમલ કે મધ્ય બિરાજીત ( ૨ )
શ્રી નંદરાય દુલારે—એહાં શ્રી નંદરાય૦—આયે૦
કયા જાનું કછુ પુણ્ય પ્રગટ ભયો ( ૨ )
મેરે ઘરજુ પધારે—એહાં મેરે ઘરજુ૦—આયે૦
પરમાનંદ કરી ન્યોછાવર ( ૨ )
તનમનધન સબ વારે–એહાં તનમનધન૦—આયે૦

૨૨

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં.
હરિજન છે હરિ સરખા હેલીરે,
એને મળીએ મરજાદા મેલીરે;
થાય અરસપરસ આનંદ હેલીરે–ધન્ય૦
સંત શરણે જઇએ તો સુખ ઘણુંરે,
ડગલે ડગલે ફળ યજ્ઞ તણુંરે;
એની સેવાનાં રે ફળ શાંરે ભણુંરે ?–ધન્ય૦
સંત વૈકુંઠપતિને અતિ પ્યારા રે,

સંત બ્રહ્માનંદ રસ પીનારારે;
એવા સંતનથી નથી હરિ ન્યારારે–ધન્ય૦
સંત ભેટેરે ભવદુઃખ દૂર પળે રે,
પરમારથપણે પરિબ્રહ્મ મળે રે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળેરે–ધન્ય૦
કહે પ્રીતમ પુરવના પુણ્ય ફળ્યાંરે,
જેને આંગણે હરિજન આવી મળ્યારે;
તેને ઉર આનંદના ઓઘ વળ્યારે–ધન્ય૦

૨૩

મળે જીવનમુક્ત હરિતણા, ટળે અંતર તનમન તાપ,
એવો સંગ સંતનો.
ફરે અવેવ આરે શરીરનાં, પરા પલાયે પંડનાં પાપ–એ.
જેમ કીટ મટી થાય ભમરી, તેને કીટ કહે નહીં કોય–એ.
જેમ પારસ પરશે લોહને, તે તો હેમ હેલામાંય હોય–એ.
જેમ ચંદનવાસથી વૃક્ષને, કરે ચંદન સમાન સોય–એ.
જેમ મલિન જળ મળે જાહ્નવી, તેને તરત કરે ગંગ તોય–એ.
તાંબામોર પલટે છે પાણીએ, કરે કંચનમય રસકૂપ–એ.
તેમ સદ્ગુરૂ સુખીયા સંતથી, થાય જન તે સંતસ્વરૂપ–એ.
શુક નારદ વ્યાસ ને વાલ્મીકિ, તે તો ઇશ્વર કા'વીયા આપ–એ.
ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ વિભીષણ, થયા સુખીયા સંત પ્રતાપ–એ.
સંત સર્વે સુખી થવા ઠામ છે, તેતો પ્રસિદ્ધ કહે છે પુરાણ–એ.
મન કર્મ વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણ–એ.

૨૪

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઉલટી પલટયું આપ.
એવા જન હરિ તણા.
આપ ટળી મળ્યા ભગવાનમાં, જેનો આપમાં હરિનો વ્યાપ–એ૦
જેના શીશમાં શીશ છે શામનું, જેના નેણમાં નાથનાં નેણ–એ૦
જેના મુખમાં મુખ મહારાજનું જેના વેણમાં વહાલાનાં વેણ–એ૦
જેના કાનમાં કાન શ્રી કૃષ્ણના, જેના નાકમાં નાસિકાનાથ–એ૦
જેની જીહ્વામાં જીહ્વા જીવનની, જેના હાથમાં હરિનો હાથ–એ૦
જેના હૃદયમાં હૃદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ–એ૦
જેમ હીરો હીરાવડે વેધીઓ, તેમ થયો તે સહજ સમાવ–એ૦
એમ સંતમાં રહ્યા શ્રી હરિ, માટે સંત તે સુખનું ધામ–એ૦
ધર્મ ભક્તિ વૈરાગ્યને જ્ઞાનજો, તેને રહેવાનું સંત છે ઠામ–એ૦
એવા સંત શિરોમણિ ક્યાં મળે, જેણે દેહબુદ્ધિ કીધી દૂર–એ૦
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર–એ૦

૨૫

તાદૃશી જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોય,
નિંદા સ્તુતિ કોઇની નવ કરે, સઘળું સમદૃષ્ટિ જોય–સાચા.
જેના તે દરશન માત્રથી, ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાવે અજ્ઞાન–સાચા.
ગુણ ગાયે ગોવિંદના, પ્રફુલ્લિત તન થાય;
નેત્ર પ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રૂંધાય–સાચા.
પરદુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ;
ઇંદ્રિયજીત સાચા સદા, ન પામે મન મોહ–સાચા.

સકળ સચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિ અભિમાન—સાચા.
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન;
પ્રીતિ બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન—સાચા.
નટવર ઝળકે નેણુમાં, કાંતિ કરૂણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય—સાચા.
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વહાલ;
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાલ—સાચા.
વિઠ્ઠલતા વિઠ્ઠલેશસું, મુખે કૃષ્ણનું નામ;
એવા ભગવતના દાસના, હરિદાસ ગુણ ગાય—સાચા.

૨૬

સાચા સંત તે દુઃખ દે તેને, પણ સુખ દે મન સાચેરે;
દોષ ન રાખે કલ્યાણ તેનું, પ્રભુ પાસે જાચેરે—સાચા.
વણ અપરાધે પ્રહ્લાદ પીડયો, હિરણ્યકશિપુ અભાગીરે;
શ્રી નરહરિ પાસે પ્રહ્લાદે, તેની પણ ગતિ માગીરે-સાચા.
પાંચ પુત્ર પાંચાળી કેરા, અશ્વત્થામાએ માર્યારે;
ભીમસેન હણતા હુતા ધરી, દયા દ્રૌપદી વાર્યારે—સાચા.
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષેરે;
દયાપ્રીતમને તે જન વહાલો, રિપુ રંજે ચિત્ત તોષેરે-સાચા.

૨૭

સાધુ તે જનનો સંગ, બાઈ, મારે ભાગ્યે મળ્યો છે,
મોટા પુરૂષનો સંગ, બાઈ, મારે ભાગ્યે મળ્યો છે. (ટેક)

મોટા પુરૂષનાં દર્શન કરતાં ( ૨ )
ચડે છે ચોગણો રંગ—બાઈ૦
અડસઠ તીરથ મારા સંતને ચરણે ( ૨ )
કોટિ કાશીને કોટી ગંગ—બાઈ૦
દુરિજન લોકનો સંગ ન કરીએ ( ૨ )
પાડે ભજનમાં ભંગ—બાઈ૦
નિંદાના કરતલ નરકેરે જાશે ( ૨ )
ભોગવશે થઇ ભોરિંગ—બાઈ૦
મીરાં કહેરે બાઇ સંત ચરણરજ ( ૨ )
ઉડીને લાગો મારે અંગ—બાઈ૦

## ૨૮

ઓ ભાઈરે શાન્તિ પમાડે, તેને તે સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ—ઓ૦
વિદ્યાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યું
ત્યારે મે'તાનો માર શીદ ખાઇએ ( ૨ )
કીધા ગુરૂજી ને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદ્યની ગોળી ખાતાં દુઃખ નવ જાય
ત્યારે તેની ગોળી શીદ ખાઇએ ( ૨ )
લીધા વળાવાને ચોર જ્યારે લુંટે
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્રય ઉભે
ત્યારે તેની છાયામાં શીદ રહીએ ( ૨ )

રાજાની ચાકરીમાં ભૂખ નવ ભાગે
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦
નામ અમૂલ્ય મારા ગુરૂએ બતાવ્યું
ને તે તો ચોંટયું છે મારે હૈયે (૨)
મહેતા નરસિંહાની વાણી છે સારી
શામળાને શરણે જઇએ—ઓ૦

૨૯

સંતનકે સંગ લાગરે, તેરી આછી બનેગી (ટેક)
હંસનકી ગતિ હંસહી જાને, કોઈ ન જાણે કાગરે–તેરી–સંત.
સંતનકે સંગ પૂર્ણ કમાઈ, હોઇ બડો તેરો ભાગરે–તેરી–સંત.
ધ્રુવકી બની પ્રહ્લાદકી બનગઇ હરિ સમરણ વૈરાગરે–તેરી-સંત.
કહત કબીરા સુનો ભાઈ સાધુ, રામ ભજનકો લાગરે–તેરી–સંત.

૩૦

વહાલારે સંતને જય જય સીતારામ,
હાંરે મારી હાલતી વેળાના રામો રામ,
હાંહાંરે મારા ગુરૂને કહેજો પ્રણામ–વહાલારે૦
કયાં થકી આવ્યાને કયાં તમે જાશો (૨)
હાંરે તમે કયારે કરશો વિશ્રામ—વહાલારે૦
સતસંગ કરવો ભવસાગર તરવો (૨)
હાંરે કાયા પડીએલ પીપળ પાન—વહાલારે૦
રૂદીઆમાં રાખું ને ઘડી ના વીસારૂં (૨)
હાંરે મારે જુગના જીવન સાથે કામ–વહાલારે૦
સત્સંગમાં એક હંસ બીરાજે (૨)
હાંરે જીવને હોયરે આગળની ઓળખાણ–વહાલારે૦

દાસ જીવણ સંતો ભીમકેરે ચરણે (૨)
હાંરે આપણે જાવું છે વૈકુંઠધામ—વહાલારે૰

---

## જોગી ન થવા વિષે.

### ૩૧

નિશ્ચે કરો રામનું નામ, નથી કાંઇ જોગી થઇને જાવું,
નથી ભેખ ભગવો કંઇ કરવો (૨) ભેગું કરીને ખાવું–નિ૰
જો પુરવે તો ભગવા કરજો, પુરવે ઉજ્જવળ રાખો,
રખે દુઃખવો સામા જીવને, સુખ સામાનું તાકો–નિ૰
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો,
ક્યિા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો–નિ૰
કોઇ નાઠા રાંડોને રોષે, કોઇને ન મળી નારી,
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠા, કેમ રીઝે ગિરધારી–નિ૰
મહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતી,
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતી–નિ૰
બોડાણો જ્ઞાતિ રજપુતની, ગંગાબાઇ છે નારી,
દાસ થઇને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરધારી—નિ૰
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાત ને દહાડો,
ક્યિા જોગીને રામજી મળીયા, એવો એક દેખાડો—નિ૰
નથી રાખ વિભૂતી ચોળવે, નહિ ઉંધે શિર ઝોલ્યે,
નથી નારી તજી વન જાતાં, જ્યાં લગી આપ ન ખોળે–નિ૰
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને,
કડવું મીઠું મીઠું કડવું, સમજી વશ છે તેને—નિ૰

પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ,
કહે નરસો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ—નિ૦

---

## ભક્તિ વિષે.

૩૨

સંતો ભક્તિરૂપી એક સાચી કમાઇ,
સાચી કમાઇ તેમાં બેસે ન પાઇ—સંતો૦
કોટિ જનમના કલેશ રે જાયે ( ૨ )
ટાળી દે પલમાં આ ભવની ભવાઈ—સંતો૦
નરતન દેહ પછી દુર્લભ મળવો ( ૨ )
જીતેલી બાજી તે હારવી ન ભાઇ—સંતો૦
નરહરિ એક પ્રભુને ભજીલે ( ૨ )
નાંખીને સો મણ રૂની તળાઇ—સંતો૦

૩૩

ભક્તિ મહાબળવંતીરે, વહાલો વશ થઇ આવે ઘેર (ટેક)
ભક્તિને વશ થઇને વહાલો, વસિયા ગોકુળ ગામ;
આહીરડાને લાડ લડાવ્યાં, એવા સુંદર શ્યામ—ભક્તિ.
વેદ પુરાણુ પોકારે હરિનું, પતિત પાવન નામ;
એ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ—ભક્તિ.
અંબરીખને હેતે અવતરીયા, ભક્તન કેરે ઘેર;
રઘુનાથ કે પામ્યા કેરી, એ પુરવની પેર—ભક્તિ.

૩૪

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ લોકમાં નાંહીરે ( ૨ )
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહીરે—(ટેક.)

હરિના જન તો મુક્તિ ન માગે, જનમો જનમ અવતારારે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓછવ, નીરખવા નંદકુમારારે—ભૂ.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્યધન્યરે એનાં માતપિતાને, સફલ કરી એની કાયારે—ભૂ.
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમાસિદ્ધિ આંગણીયે ઊભી, મુક્તિ છે એની દાસીરે—ભૂ.
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઇ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે—ભૂ.

૩૫

ભજનકો પરિમાન, એસો હરિ ભજનકો પરિમાન;
નીચ પાવે ઉંચ પદવી, જલ તરે પાષાણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા, ચડી જાત વિમાન;
નામ લઈ વૈકુંઠ પામી, બાજતે નીશાન—એસો૦
ચલત તારાને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દીવાન—એસો૦
રાવણકે દશ શિશ છેદે, કર ગ્રહે સારંગપાણ;
બિભીષણકું લંકા દીની, ભક્ત અપનો જાન—એસો૦
નિગમ જાકી સાંખ પૂરે, સુનો સંત સુજાન;
દાસ તુલસી શરણ આયો, રાખીયે ભગવાન—એસો૦

૩૬

કાળ વ્યાલનો ડંખ ન લાગે, અમૃત નામ ઉચ્ચારે જોને;
પ્રેમ પ્રકાશ કરે ઘટ ભીતર, દુર્મતિ દૂર નિવારે જોને.
ચિંતામણિ ચિંતાને ટાળે, વાત લેજે માની જોને;

જે પંખી સુરતરૂને સેવે, તેને ચિંતા શાની જોને.
હરિનું સ્મરણ કરે નિરંતર, તેને સંકટ શાનું જોને;
નૌકા સૌને પાર ઉતારે, કોણ મોટું કોણ નાનું જોને.
ઉંચ નીચનું અંતર ન મળે, હરિને ભજે તે હરિનો જોને;
તે પ્રાણી ન પડે માયામાં, વાસી વૈકુંઠપુરીનો જોને.
જેને માથે ગીરધર ગાજે, તેને શાનો ટોટો જોને;
પ્રીતમ પ્રભુનું ભજન કરશે, તે સરખો નહિ મોટો જોને.

---

## ભક્તિમાં શરમ ન કરવા વિષે.

### ૩૭

વરમાળા તો વિઠ્ઠલ વરની, છુટે છેડે ફરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
લાજો કોની ધરીએ રાણા, કોના મલાજા કરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
કાગડાની બુદ્ધિ કાઢી નાંખી, માણેક મોતી ચરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
સોનાં રૂપાં સઘળાં તજીએ, તીલક તુલસી ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
ચીરપટોળાં સઘળાં તજીએ, ધોળાં અંગે ધરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
શાલીગ્રામની સેવા કરીએ, સંતસમાગમ કરીએરે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
હરતાં ને ફરતાં સમરણ કરીએ, સંતની સાથે ફરીએરે રાણાજી;

વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત્ત ધરીએરે રા૦
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.

૩૮

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત્ત, દારા, શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહા સુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ; સાંપડવી નહીં સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને,
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

૩૯

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધા પછી કેમ મેલે પાછી.
મન તણો નિશ્ચય મોરચો કરીને, વધીયા વિશ્વાસી;
કામક્રોધ મદલોભ તજીને, પછી ગળે દીધી ફાંસી–ભ૦
શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યાને મામલે રહ્યા સૌ મચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસી–ભ૦
સાચા હતા તે સન્મુખ ચડીયા, ને હરિસંગાથે રહ્યા રાચી;

પાંચપચીસને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યો ભાસી—ભ૦
કરમના પાસલા કાપી નાખ્યા ભાઇ, ઓળખ્યા અવિનાશી;
અષ્ટસિદ્ધિની ઇચ્છા ન કરે, જેની મુક્તિ થઇ દાસી—ભ૦
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહર્નિશ રહ્યા ઉદાસી;
ભોજો ભક્ત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી. ભ૦

૪૦

હરિરસ મોંઘેરે મૂલ છે, શિરને સાટે વેચાયજી;
શિરનાં સાટાંરે સંતો જે કરે, મહારસ તેને દેવાયજી. હરિ.
શિર દેતાં શંકે નહીં, સનમુખ જ્યુંગત શૂરજી;
પાછા તે પગલાં નહીં ભરે, સદ્‌ગુરૂ સામા હજુરજી. હરિ.
પ્રેમ પીયાલા જે પીએ, જીવનમુક્ત સો જાણજી;
શોક સંશયરે સાલે નહીં, પોંચે પદ નિરવાણજી. હરિ.
તનરે તોપો તૈયાર કરી જ્ઞાન ગલોલા સારજી;
કામ કરોધ વેરી મારીઆ, સદગુરૂ નામ આધારજી. હરિ.
તનમન શુદ્ધ રે જ્ઞાને ગળ્યાં, જેના હીમાળા માંયજી;
મરજીવા સો સુખ માણશે, એ સુખ મુખે ન કહેવાયજી. હરિ.
બ્રહ્મરે સાગરમાં ઝીલી રહ્યા, કીનારે શું કામજી;
અખંડ આનંદ અંગમાં રમી રહ્યા, મસ્રીદાસ કહે પરણામજી,
હરિરસ મોંઘેરે મૂલ છે, શિરને સાટે વેચાયજી.

૪૧

તમે નામ નારાયણનુંરે, લેતાં ડરશો મા,
તમે ડરતાં હો તોરે, ફરીને કોઇ લેશો મા. (ટેક)
સંસારી કહે છે રે, ભગતડા ભુંડા છે (૨)

તમે ભુંડા ન જાણજોરે, ભક્તિનાં મૂળ ઉંડાં છે–તમે૦
સંસારી કહે છે રે, ભગતડા કાલા છે (૨)
તમે કાલા ન જાણજોરે, પ્રભુને બહુ વહાલા છે. તમે૦
સંસારી કહેછેરે, ભગતડા ઘેલા છે (૨)
તમે ઘેલા ન જાણજોરે, પ્રભુને મન પહેલા છે–તમે૦

૪૨

ભાવે ભજતાં તે ત્રિભોવનનાથ, શરમ તેમાં શાની કરવીરે;
વ્હાલો રીઝવતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવીરે.
સેવે જેને બુઢ્ઢા બાળા ને જવાન, શરમ તેમાં શાની કરવીરે;
ધનવાન અને વિદ્વાન, શરમ તેમાં શાની કરવીરે.
ભજી ગયા છે જેને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવીરે;
ધ્રુવ પ્રહ્લાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવીરે.
ઓધવ અક્રૂર ને અંબરીખ, શરમ તેમાં શાની કરવીરે.
રાજા ખટ્વાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવીરે.
તજ્યું ભરતે જેને માટે રાજ, શરમ તેમાં શાની કરવીરે;
મીરાંબાઈએ ન રાખી છે લાજ, શરમ તેમાં શાની કરવીરે.
કર જોડી કહે દાસોના દાસ, શરમ તેમાં શાની કરવીરે;
અંતે જાવું છે પ્રભુજીની પાસ, શરમ તેમાં શાની કરવીરે.
કહે છે જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવીરે;
ભાવે ભજતાં તે શ્રીભગવાન, શરમ તેમાં શાની કરવીરે.

૪૩

હરિને ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણીરે. (ટેક)

વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હિરણ્યકશિપુ માર્યો રે (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણ સંહાર્યોરે-હરિને૰
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યોરે (૨)
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે-હરિ૰
વહાલે મીરાં તે બાઇનાં ઝેર, હળાહળ પીધાંરે (૨)
પાંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે-હરિને૰
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશેરે (૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાં દુઃખ હરશેરે-હરિને૰

૪૪

કોઇ કહે તેને કહેવારે દઇએ,
આપણે હરિ ભજનમાં રહીએરે;
આપણે પ્રભુ ભજનમાં રહીએરે. કોઇ૰
જગતને ભક્તને સદાય વેર છે,
તેમાં ભક્તપણું તે કોને કહીએરે,
ભક્તપણું જબ જાણીએ,
આપણે સોના મેણુલા સહીયેરે. કોઇ૰
હીરા ને કંકણ એકજ રંગા,
તેમાં હીરાપણું તે કોને કહીએરે;
હીરાપણું જબ જાણીએ
આપણે ઘાવત ઘણેરા સહીએરે- કોઇ૰
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
આપણે ચરણ કમલ ચિત્ત દઇએરે કોઇ૰

## વિશ્વાસ વિષે.

### ૪૫

મેં ભરોસે અપને રામકે, મેં ભરોસે અપને રામકે (ટેક)
ઓર ન હય કછુ કામકે, મેં ભરોસે અપને રામકે–મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉ ઇસ નામપે–મેં૦
દોઉ અક્ષર હય સબકુલ તારક, અંતદેત સુખધામકે–મેં૦
તુલસીદાસ પ્રભુ નામ દયાઘન ઓર દેવ સબ નામકે–મેં૦

### ૪૬

રામરતન ધન પાયો, મૈયા, મેં તો રામરતન ધન પાયો (ટેક)
સત સંગત સદ્‌ગુરૂકી કૃપાસેં (૨)
તો ભાગ્ય બડો બની આયો—મૈયા, મેં તો રામ૦
ખરચ્યો ન ખુટે વાકું ચોર ન લૂંટે (૨)
તો દિન દિન હોત સવાયો—મૈયા, મેં તો રામ૦
નીર ન ડુબે વાકું અગ્નિ ન જાલે (૨)
તો ધરણી ધર્યો ન સમાયો—મૈયા, મેં તો રામ૦
આઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
તો ચરન કમલ ચિત્ત લાયો—મૈયા, મેં તો રામ૦

### ૪૭

રામ સમરતારે કાંઇ ફીકર નહીં, સબ દુઃખડાં મીટ જાવેરે (ટેક)
આરે કાયામાં પાંચ પુરૂષ, ત્રણ નજરે આવેરે (૨)
ગુરૂ મળે તો જ્ઞાન બતાવે (૨) ખોળે ખબરો પાવેરે–રામ૦
વિંધ્યા એટલા મોતીડાને બીજા પથ્થર પાવેરે (૨)
સમજ્યા એટલા માનવી ભાઇ (૨) ગાફલ ગોથાં ખાવેરે–રામ૦

સાત સમુદ્ર વચમાં બેટ, નિત્યે કીર્તન ગાવેરે (૨)
હરતાંને ફરતાં રામ સમરલે (૨) પલમેં પાર પહોંચાવેરે-રામ૦

૪૮

સૌથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહિ કોઇજો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાય તો જોયજો—સૌથી.
બીજા સૌ મોટા પણ હરિના હુકમથી,
સુર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહિ,
એ સૌ રૂઠે હરિજન ડરે ન લેશજો—સૌથી.
માયા કાળ તણો ભય કોઇથી નવ ટળે,
અભય અચળ કરવા સમરથ નહિ કોઇજો;
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતમાં સનમુખ જોયજો—સૌથી.
શ્રીજીજનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળ માસને,
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો—સૌથી.
એવા કરૂણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એને મૂકી અન્ય તણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખનો સરદારજો—સૌથી.

## હરિ ભજવામાં આળસ ન કરવા વિષે.

૪૯

ભજનવિના જીવડા દુઃખી, મન તું રામ ભજન કરી લે.
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરી લે.
લખરે ચોરાશી ફેરા ફિરેગો ( ૨ )
જીવ જનમી જનમી મરે—ભજન૦
માત પિતા તેરા દારા ને બંધુ ( ૨ )
વામેં કારજ કછુ ન સરે—ભજન૦
હસ્તી ને ઘોડા માલ ખજીના ( ૨ )
ધન ભંડાર ભર્યો ઘરમેં—ભજન૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ( ૨ )
મેરો ચિત્ત ભજનમેં ધરે—ભજન૦

૫૦

હરિનામ બિના નર એસા હય;
દીપક બિના મંદિર જેસા હય—હરિ૦
જેસે શશી બિના રજની સોહી હય;
જેસે બિના લુનકી રસોઈ હય;
જેસે ગુરૂ બિનાકા ચેલા હય—હરિ૦
જેસે પુરૂષ બિનાકી નારી હય,
જેસે પુત્ર બિનાકી માતારી હય,
ગીનકા ઘર પુત્રજ જેસા હય—હરિ૦
ઠુંઠર બિના વૃક્ષ બનાયા હય,
જેસે સૂમ સંચરી માયા હય;
જલ બિના સરોવર જેસા હય—હરિ૦

૫૧

હરિ નહીં ગાયો, જનમારો ગુમાયો;
જનમારો ગુમાયો, જનમારો ગુમાયો—હરિ૦
હરિજનકો સનમાન ન કીનો (૨)
અપનો કુટુંબ જુમાયો—ન ગાયો—હરિ૦
પરસ્ત્રી વિષયા કે કારન (૨)
લખરે ચોરાશી ભટકાયો—ન ગાયો—હરિ૦
કહે જાદવ હરિ ભજ્યો નહીં તું (૨)
હીરો હાથસેં ગુમાયો—ન ગાયો—હરિ૦

## ભક્તિ જલદી કરવા વિષે.

૫૨

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું;
ભૂલ્યા શિદ ભમો છોરે, આ છે હરિ ભજ્યાનું ટાણું.
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું;
સમી સાંજના સુઇ રહ્યા છો, હમણા વહાશે વાણું. ભૂલ્યા.
ઢાલે રે ઢાલે ભરીયે ભરીયે, માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું;
ઓચિંતો આવીને પકડશે, પડયું રહેશે કરિયાણું. ભૂલ્યા.
માથે આવ્યું નહીં મટે, વહાલા ઘુંઘટમાં ઘેરાણું,
વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
બળ કરી બોલાશે નહિ, જ્યારે બેઠું જમનું થાણું. ભૂલ્યા.

દીધા વિના ક્યાંથી પામે, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું;
ગોવિંદરામ કહે અહીંયા ન સમર્યા, ઉવાં નથી ઠેકાણું. ભૂલ્યા.

૫૩

કાયા છે ત્યાં સુધી કર સમરણ કીરતારનું રે ( ટેક )
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે, અતિ ઉપકારનું રે. કાયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું,
તેણે કારજ સીધ્યું, તારા આહારનું રે. કાયા૦
કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં;
અંતઃકરણ કીધાં છે, વિવિધ વિચારનાં રે. કાયા૦
દાંત દીધા તુંને ચાવણું ચાવવા, અન્ન સરજ્યું ઉદર ભરવા;
કર દીધા કારજ કરવા વહેવારનાં રે. કાયા૦
સુરદુર્લભ મનુષાદેહ પામી, લંપટ ન થવું લુણહરામી;
છોટમ શરણ ગ્રહી લે, સરજનહારનું રે. કાયા૦

૫૪

જ્યાં લગી આત્મા અંગમાં છે, ત્યાં લગી હરિ હરિ તું કહે (ટેક)
હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ તું કહે ( ૨ )
સુતાં પહેલાં જે સ્મરણ કરે ભાઇ, તેની બોલો જય જય. જ્યાં.
લીધા સરીખું નામ હરિનું, લઇ શકે તો લે ( ૨ )
દીધા સરીખું દાન છે અન્નનું, દઇ શકે તો દે—જ્યાં.
આ રે સંસારીયો સર્વે ખોટા ને સાચી વસ્તુ બે ( ૨ )
એક તો પુણ્ય, બીજું હરિભજન ભાઇ, જીવડા સમજી લે. જ્યાં.

દુષ્ટ પદારથ સર્વે ખોટા ને, આત્મા અખંડ છે (૨)
કીડી થકી તે કુંજર લગણુ ભાઈ, કાળચક્રનો ભય. જ્યાં.
એક દિન આંગણે દીવા વિવાહુ ને વળી ઢોલ શરણાઈ વાગે (૨)
કહે જીવણ એવો એક દિન આવશે, સમશાનો ધગશે. જ્યાં.

૫૫

તારી કાયા નગરમાંરે, ચોર ચોરી કરે નર છાની (ટેક)
ચાર ચોર તો ચોરી કરે, એના ધન ધૂતારા લેશે (૨)
એરે કાયાના કહ્યા ન માનો (૨) દિનના ખાતર દેશે;
નગરી નવ તેરી મારે ચોર ચોરી૦ તારી કાયા૦
પાંચ ચોર તો પ્રગટ થયા તેને પકડી ન શકે કોઈરે (૨)
તત્વ હતો તે તારવી ન જાણ્યો, હાથે હીરલો ખોયો. નગરી.
આશા તૃષ્ણા નહીં બુજાયા, વાલા મનકા મેલ ન ધોયારે (૨)
ગુરૂપ્રતાપે ભણે ભવાનીદાસ, સબ જન્મારા ખોયા. નગરી.

---

## મોત વિષે.

૫૬

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે (ટેક)
ધન દોલત નારી ને ઘણા દીકરારે (૨)
ખેતિવાડી ઘોડી ને દરબાર.—તેમાં૦
મેડી મંદિર ઝરૂખા ને માળિયાંરે (૨)
સુખદાયક સુંદર સેજ—તેમાં૦

